# રાગદિગ્દર્શન.

છપાવનાર

ત્રિકમલાલ કરૂણાશંકર છાયા બી. એ.

એમણે

**મુંબઈમાં**

"નિર્ણયસાગર" છાપખાનામાં છપાવી પ્રસિદ્ધ કરેલું છે.



૧૯૦૧

**કીંમત એક આનો.**

" મદ્રાસમાં રાગે જન્મ લીધો;
જુવાનીમાં આવ્યો ગ્વાલીઅરમાં;
પંજાબમાં રાગ ઘરડો થયો;
કાઠિઆવાડમાં મરી ગયો."

એક સારા ખાંસાહેબ
ગવૈયાનું કથન.

# પ્રસ્તાવના.



સુમારે પાંચ છ વર્ષો પેહેલાં મેં એક પાસે સિતાર શિખવાની શરૂવાત કરી. તેનું શિક્ષણ મને પસંદ ન આવ્યું તેથી મેં બીજા બે ત્રણ માણસ પાસે થોડો થોડો અભ્યાસ કર્યો. પુષ્કળ ગાયનની મેહેફલો જોઈ. અને આ વિદ્યામાં પ્રવીણ ભણાવનારાઓ પાસે આ બાબત પૂર્ણ ચોકસી કરી. કોઈ પાસેથી સમાધાન કારક માહેતી ન મળી માટે મારી પુરી ખાત્રી થઈ કે આવી રીતે જો વિદ્યા સંપાદન કરવાની હોય તો મ્હારો અમૂલ્ય વખત વ્યર્થ જાશે. ઈચ્છિત મનોરથ ખાસ પૂર્ણ હોનાર નથી. તેથી મારી મરજી વિરૂદ્ધ સિતાર શિખવાનું છોડી દેવું પડયું.

હાલમાં હું એલ. એલ. બી. ની પરીક્ષા દેવા અહીં આવ્યો. અમારો, શેઠ નારણજી દ્વારકાંદાસ સાથે વડીલોપાર્જીત ઘરોબો છે, તેથી અહીં તેમના દરિયા મેહેલમાં નિયમ પ્રમાણે રહ્યો. ત્યાં એક નવો મનુષ્ય જોયો. તે સંબંધમાં મેં સહજ ચોકસી કરી. તે ઉપરથી સમજવામાં આવ્યું કે પ્રસિદ્ધ અણ્ણા ઘારપુરે સંગીતમાં જે નિપુણ છે તે હાલમાં શેઠના આશ્રય નીચે છે.

બાદ બુધવારે પરીક્ષાનું છેલ્લું સવાલપત્રક આપી દીધા પછી થાકીને ઘેર આવ્યો. થોડીકવાર વિશ્રાન્તિ લીધા બાદ કાંઈ ગમ્મત માટે આ ગૃહસ્થનું મધુર બીન સાંભળ્યું. સહજ પ્રશ્ન કર્યો કે "**सामवेदादिदं गीतं संजग्राह पितामहः**" (પિતામહે સામવેદમાંથી સંગીત ગ્રહણ કર્યું) આવું સંસ્કૃતનું એક વાકય છે. આ બાબત તમારૂં શું કહેવું છે? આ ઉપર તેમણે ઘણું ઉત્તમ ભાષણ કર્યું. એટલે રાગ બાબત, સ્વર બાબત, તાલનિસ્બત, રાગ, તેની ભાર્યાઓ (રાગણીઓ), અને

તેની સંતતિ બાબત, ધ્રુપદ ખ્યાલ વિગેરે રચવામાં, છંદ શાસ્ત્ર જેવું કાંઈ છે કે નહિ? પ્રાચીન ઈતિહાસ આપણા પૂર્વજો જાણતા હતા કે નહિ? વિગેરે વિગેરે પ્રશ્નો કર્યા. તેના ખુલાસા મારા મનનું સમાધાન થાય તેમ કર્યા. મને ઘણો આનંદ થયો એટલે મારી ચિત્તવૃત્તિ ફરીથી જાગૃત થઈ. અને આ વિદ્યા હસ્તગત કેવી રીતથી થાય? એ માટે શિક્ષણક્રમ ધોરણ પ્રમાણે છે તેમ મને બતાવ્યું. તેમણે બતાવેલી ગાન લેખનપદ્ધતિ સેહેલી, સુલભ, અને શાસ્ત્રસિદ્ધ છે. આ ચોપડીમાં જેટલી ગાનલેખન પદ્ધતિ જરૂરની છે તેટલીજ આપી છે, સમગ્ર આપેલી નથી.

આ તમામ બાબતો જનમંડળ સમક્ષ આવવી અવશ્યક છે. મને લાગે છે કે અંગ્રેજ લોકના જેવી આપણામાં કોઈ જાતની અભિરૂચિ નથી. આ સંગીતશાસ્ત્ર સંબંધે પ્રથમ દૃષ્ટિએ દૃઢ થએલ અસરો એકદમ દૂર થવી દુર્ઘટ છે. તેટલા માટે દિગ્દર્શનરૂપ આ રાગ વિચાર કેવળ રજુ કરૂ છઉં. આ બાબત જનમંડળની કેવિ રૂચિ છે અને તેની કેવી ગણના થઈ છે તે જાણ્યા બાદ સમગ્ર સંગીત વિષય રીતસર અણ્ણાજી શાસ્ત્રી પાસેથી મેળવી બહાર પાડીશ.

**મુંબઇ.**
દરીઆમેહેલ.
નેપીઅનસી રોડ.
મલબાર હીલ.
તા. ૫-૧૨-૧૯૦૧.

**ત્રિકમલાલ કરૂણાશંકર.**
છાયા, બી. એ.

# શ્રી.

# સ્વરલેખનપદ્ધતિ.

---

**स; र; ग; म; प; ध; न;**—તીવ્ર સ્વરો.
**रा; गा; मा; धा; ना;**—કોમળ સ્વરો.
**स; र; ग; मा; प; ध; न;**— શુદ્ધ અનુક્રમ, જે પ્રચારમાં છે તે.

## સ્વર.

ગીતમાં તેમજ વાદ્યમાં સ્વર સાત છે. તેનાં નામ. **१ षड्ज; २ ऋषभ; ३ गांधार; ४ मध्यम; ५ पंचम; ६ धैवत; ७ निषाद.** આ નામોના પ્રથમ અક્ષરો લઈ, **ष; ऋ; ग; म; प; ध; नि;** એવું સપ્તક બનાવેલું છે. પ્રચારમાં, **सा; रि; ग; म; प; ध; नि;** એમ સપ્તક કહે છે. **रि; ग; म; ध; नि;** એ પાંચ સ્વરોને તીવ્ર અને કોમળ એવાં વિશેષણો લગાડવાથી, એના દસ સ્વરો થાય છે. તેમની સાથે **सा; प;** મળીને બાર સ્વરો થાય. તે પ્રમાણે તેમનાં બાર નામો જોઈએ. પણ સાત સ્વરોનાં નામોમાં સમાવેશ કર્યો છે. એટલે સપ્તક કહ્યું છે.

આ સપ્તતકમાં અમે બાર સ્વરોનો સમાવેશ કરેલો છે. બારથી પણ વધારે સ્વરોનો અનુક્રમ ગોઠવી શકાય. જેમકે અતિ કોમળ સ્વર, તીવ્રતર સ્વર, વિગેરે વિગેરે. આમ અસંખ્ય સ્વરોની ઘટના થૈ શકે. પણ શાસ્ત્રકારોએ, સ્વરની સંખ્યા બાવીસની કરી છે. છતાં તે વ્યવસ્થાનું નામ સપ્તક રાખેલ છે. એટલે અમે પણ સપ્તક નામ રાખ્યું છે. આ બાર સ્વરો ઉપરથી જેટલા રાગો થાય, બનાવી શકાય એનુંજ વિવેચન આ પુસ્તકમાં કરેલું છે.

## રાગ.

"રાગ" શબ્દ, સંસ્કૃત ધાતુ, "રંજ" એટલે રંજન કરવું, એ ઉપરથી ઉત્પન્ન થયેલ છે.

જે સ્વરો કર્ણવડે અંતઃકરણમાં આલ્હાદના ઉત્પન્ન કરે છે તેઓનું નિયમાનુસાર, બાર સ્વરોનું સંમેલન એ **રાગ** કહેવાય છે.

રાગના બે પ્રકાર છે. શુદ્ધ અને મિશ્ર.

**શુદ્ધ રાગની વ્યાખ્યા;** જેનાં આરોહણ, અવરોહણ, એક સીધિ લીટીમાં લખી શકાય તેનું નામ શુદ્ધ રાગ. ઉદાહરણ તરીકે સ, ર, ગ, પ, ધ, સ઼; એ વાંચતાં ડાબી બાજુથી જમણી બાજુએ ચઢવું તે આરોહણ. અને સ઼, ધ, પ, ગ, ર, સ, એમ જમણી તરફથી ડાબી બાજુ તરફ આવવું તે અવરોહણ.

**મિશ્ર રાગની વ્યાખ્યા;** જેનાં આરોહરણ અને અવરોહણ બે લીંટીઓમાં લખવાં પડે તેનું નામ મિશ્ર રાગ. જેમકે:—

ગ, મ, પ, ન, સ઼.–આરોહરણ. સ઼, ન, ધ, પ, મા, ગ, ર, સ,–અવરોહણ.

શુદ્ધ રાગ ત્રણ જાતના છે.

૧ ઔડવ. ૨ ષાડવ. ૩ સંપૂર્ણ. **ઔડવ.** જે રાગમાં પાંચ સ્વરો આવે તેનું નામ. જેમકે, સ, ર, મા, પ, ના; **सारंग** **ષાડવ** જે રાગમાં છ સ્વરો આવે તેનું નામ. જેમકે **मारवा** સ, રા, ગ, મ, ધ, ન, સ. **સંપૂર્ણ** જે રાગમાં સાત સ્વરો આવે. તેનું નામ ઉદાહરણ. રાગ **शुद्धकल्याण** સ, ર, ગ, મ, પ, ધ, ન, સ.

### રાગ બનાવવાના નિયમો:—

૧ પ્રત્યેક રાગમાં **स**, સ્વરની હાજરી આવશ્યક છે.

૨ આ રીતે. **म**, અને **प**, એમાંથી એક સ્વર અવશ્ય જોઈએ.

૩ રાગમાં એક જાતનો કોમળ તીવ્ર સ્વર, આરોહણ યા અવરોહણમાં એક પછી એક, આવવો ન જોઈએ. જેવો કે. **રા, ર; ગા, ગ; ન, ના; ધ, ધા.**

આ નિયમો પ્રમાણે, ગમે તે પાંચ સ્વરો લ્યો. જેમકે સ, ગ, મ, ધ, ન, એનું નામ, પ્રચારમાં હિંડોળ કહે છે.

**રાગના નામની બાબત.** આ નિયમાનુસાર જે રચના થાય તેનું નામ પ્રચારમાં મળે યા ન મળે. તેનું પ્રચારમાં જે નામ હોય તે તે રચનાને આપવું. અને જેનું પ્રચારમાં નામ ન હોય તેને ગમે તે નામ આપીને તે રાગ પ્રચારમાં લેવામાં કાંઈ અડચણ નથી.

અર્થાત રાગનું માધુર્ય નામ ઉપર નથી. દમયંતી સુંદર હતી એ નામ ઉપરથી કહેવાય નહિં.

પ્રચારમાં રાગોનાં જે નામો છે તે વિચાર કરતાં, નીચે પ્રમાણે પડેલાં હોય એમ જણાય છે.

૧ રાગનું નામ દેવતા ઉપરથી રાખેલું હોય છે. જેમકે **भैरव, भैरवी.**

૨ સમય જોઈને રાગ ગાવો તેનાં દર્શક નામ છે. જેમકે મેઘ મલ્હાર, ( મેઘ આવશે ત્યારે મેઘ મલ્હાર ગાવો ) દીપક, (દીવા પ્રગટવાના વખત થાય ત્યારે દીપ કલ્યાણ રાગ ગાવો. )

૩ રાગનું નામ " પથરો " પણ છે. જેમકે ગુંડ રાગ.

૪ રાગનું નામ દેશ ઉપર થાય છે. જેમકે બંગાલી, સોરઠી, ગુર્જરી, તિલંગ વિગેરે.

૫ રાગ બનાવનાર પોતાનું નામ રાખે છે. જેમકે મીઆંકા સારંગ, બીલાસખાની ટોડી, હુસેનીકાંનડા, રામદાસીમલ્હાર અને સુરસારંગ.

## વિશેષ વિચાર.

રાગનાં બે અંગ છે. આરોહ, ને અવરોહ. જેમકે દાદર ચઢવું અને ઉતરવું. મતલબ કે આરોહ, નીચા સુરથી ઉપર ઉપર સ્વર તરફ જવું. અવરોહ જેમકે ઉપરથી નીચે ઉતરવું.

પ્રત્યેક રાગમાં ત્રણ પ્રતિના સ્વરો રહે છે. પેહેલી, બીજી અને ત્રીજી. આ વર્ગ, સ્વરને લંબાવવો અથવા તેનું પુનર્ પુનર્ ઉચ્ચારણ કરવું તે ઉપરથી થએલ છે. જેમકે **हींडोळ**માં **ग** નું ઉચ્ચારણ વધારે જોઈએ. એટલે પ્રત્યેક સ્વરને એક એક પળ આપીએ તો ગ ને ઓછામાં ઓછી ત્રણ પળો આપવી જોઈએ. સ, **ગ**, **ગ**, **ગ**, મ, ધ, ન, સ; આ સ્વરને **વાદી** કહેવો. એની યોગ્યતા રાગમાં રાજાના જેવી છે.

બીજી પ્રતિના સ્વરનું ઉચ્ચારણ ઓછું થવું જોઈએ. આજ રાગમાં **न** નું ઉચ્ચારણ બે વખત જોઈએ જેમકે સ, ગ, ગ, ગ, મ, ધ, **ન**, **ન**, સ; આ સ્વર **સંવાદી** કહેવાય છે. આની યોગ્યતા રાગમાં પ્રધાનના જેવી છે. ત્રીજી પ્રતિના સ્વરોનું ઉચ્ચારણ એકજવાર થાય છે. આની યોગ્યતા રાગમાં નોકરોના જેવી છે. તેઓ **અનુવાદી** સ્વરો કહેવાય છે.

આ ઉપરાંત રાગમાં વિવાદી સ્વર રેહે છે. તેની યોગ્યતા શત્રુના જેવી છે. તે વર્જ્યસ્વર કહેવાય છે.

રાગમાં રાજા એક, એક સ્વર; તેના બે નોકરો એટલે બે સ્વરો; પ્રધાનનો એક સ્વર અને તેને એક નોકર જોઇએ એટલે તેનો એક સ્વર. એ પ્રમાણે પાંચ સ્વરોથી ઓછાથી રાગ બને નહિ, વળી રાગની માધુર્યતા ઉપરથી તેને ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવાં વિશેષણો લાગુ કરી શકાય છે. તે બનાવનાર ગવાતો સાંભળનારની ભિન્ન ભિન્ન રુચી ઉપરથી આવો વર્ગ પાડી શકાય છે.

## **વાદી, સંવાદી** રાખવાનો નિયમ.

૧ **स** વાદી હોય ત્યારે મધ્યમ અથવા પંચમ સંવાદી કરવો જોઈએ.

૨ **रि** વાદી હોય ત્યારે ધૈવત સંવાદી કરવો જોઈએ.

૩ **ग** વાદી હોય ત્યારે નિષાદ સંવાદી કરવો જોઈએ.

૪ **म** અથવા **प** વાદી હોય ત્યારે ષડ્જ સંવાદી કરવો જોઈએ.

૫ **ध** વાદી હોય ત્યારે ઋષભ સંવાદી કરવો જોઈએ.

૬ **न** વાદી હોય ત્યારે ગાંધાર સંવાદી કરવો જોઈએ.

**અપવાદ. सारंग** રાગમાં ઋષભ વાદી છે. તે ઉપર ધૈવત સંવાદી જોઈએ પણ તે રાગમાં ધૈવત બીલકુલ નથી એટલે ધૈવતની નજીકનો સ્વર જે છે તે લેવો. તેની નજીક બે સ્વરો હોય છે. આરોહણુ તરફ નિષાદ છે, અને અવ-રોહ તરફ પંચમ છે. ત્યારે પંચમ લેવો. કોઈક નિષાદ પણ લે છે.

વળી વાદી સ્વરને લઈને રાગ બદલે છે. ઉદાહરણ **सारंग सुहा** અને **अडाणा**.

રાગમાં પ્રારંભનો સ્વર કાયમ કરવો જોઈએ. જેમકે દરબારી કાન્હડામાં કોમળ ગાંધારથી આરંભ કરવો. જે સ્વરમાં રાગનો અંત લાવવો હોય તેને અંત્યસ્વર કહે છે. જેમકે હીંડોળમાં ગાંધાર અંત્યસ્વર છે. અંત્યસ્વર અને ઉત્પ-ત્તિસ્વર ભિન્ન જોઈએજ તેમ કાંઈ નથી. જેમકે હમીર રાગમાં તીવ્ર ધૈવત અંત્યસ્વર અને ઉત્પત્તિસ્વર માટે એકજ છે.

આ પ્રમાણે જે રાગો બને છે તેનાં કેટલાંક નામો રણુ માટે આપેલાં છે.

## शुद्ध औडव राग.

१ भूप—स, र, ग, प, ध, स़.* (કરણાટકમાં मोहन કહેછે. એને रेवगुप्ति પણ કહેછે.) २ सारंग—स, र, मा, प, ना, स़. (કોઈક मध्यमावती કહેછે.) ३ हिंडोळ (भैरव કહેવાય છે). स, ग, म, ध, न, स़. ४ बिभास— स, रा, ग, प, धा, स़. ५ बिभासनी બીજી જાત. स, र, ग, प, धा, स़. ६ विभासनी ત્રીજી જાત. स, रा, ग, प, ध, स़. ७ं बिभासनी ચોથી જાત. स, र, ग, प, ध, स़. ८ हंसध्वनि—स, र, ग, प, न, स़. ९ मालसरि—स, ग, म, प, न, स़. १० सावेरी (मल्लार)—सरमापधस़. ११ मालकंस—सगामाधानास़. १२ नागस्वरावळी—सगमापधस़. १३ गांभिर्यनाट—सगमापनस़. १४ बहुळी—सरागापधास़. १५ शुद्धधन्यासी—सगामापनास़.

### शुद्ध षाडव.

माळ (र) वा—सरागमधनस़. सरसानना—सरगमाधानस़. गमकक्रिया—सरागमपनस़. गुजरी—सरागमापधास़. तोडी—सरागामाधानास़. कानडा—सरगामाधनास़. उदयरविचंद्रिका—सरागमाधानस़.

### शुद्ध संपूर्ण.

शुद्ध कल्याण—सरगमपधनस़. दरबारी कानडा—गामापधानास़. भैरव—सरागमापधानस़. तोडी—
मपधानस़.

---

જે સ્વરની નીચે મીંડું છે તે સ્વર તારસપ્તકનો સમજવો.

* ભુપની સાથે સંગ્યાઃત્રો. ધૈવત વાદી કરવાથી બીભાસ. કરીએ ત્યારે ભુપની છાયા આવે.

## मिश्रौडव.

नवमनोहरि { आरोहण—सरमाधानास़
अवरोहण—स़नापमारस

## मिश्रषाडव.

मेघरंजिनी— { आ०—सरामापधानस़
अ०—स़धापमागरास

## मिश्रसंपूर्ण.

वसंत— { आ०—सरागमपधनस़
अ०—स़नधपमागरास

## औडवषाडव.

मल्हारी— { आ०—सरामापधास़
अ०—स़धापमागरास

शिवकांबोदी— { आ०—सरगमानास़
अव०—स़नापमागरस

## औडवसंपूर्ण.

भीमपलाशिका { आ०—सगामापनास़
अव०—स़नाधपमागारस

गौरी— { आ०—सरामापनस़
अव०—स़नधापमागरास

बिहाग— { आ०—सगमापनस़
अ०—स़नधपमाग॰

देस— { आ०—सरमापनस़
अ०—स़नाधपमा

### षाडवौडव.

भरवी- { आ०—सरगामापधास़
अव०—स़नाधापरस }

वसंतवराळी { आ०—सगामापधानास़
अव०—स़धापगारस }

### षाडवसंपूर्ण.

बहुळी- { आ०—सरागपधानस़
अव०—स़नधापमागरास }

देशी- { आ०—सरमापधानास़
अव०—स़ना।धापमागारस }

### संपूर्णऔडव.

उदयचंद्रिका- { आ०—सरगामापधानास़
अव०—स़धापमारस }

गंधर्वा- { आ०—सरागमापधनस़
अव०—स़धपमारास }

### संपूर्णषाडव.

भल्लाटी- { आ०—सरागमापधनास़
अव०—स़नापमागरास }

बिलावर, अडाणा, ઇત્યાદિ छायाराग, અને परज, गौ
सारंग, देशी टोडी, कलावती, ઇત્યાદિ वक्रराग, એ "પ
...रागના ભેદો છે. આનો ખુલાસો વિસ્તાર ભયથી ન
...થી.